૩૯૭૦

# वीजळी विलाप.

---

## परमात्मनेनम्.

( તુને હુમલા ઝીયરવા, ઓ પીતા મોરા એરાગ )

અતી ચીંતા ઉપજાવી, એ વેરી વીજે. ટેક
બંદર બંદર ફરી સાહેલી, મેલી હામ હઠાવી;
ભીમા નીરાને ગંગાએ ભટકી, અટકી ખબર ન આવી;
વીજ છતાં અંધારૂં તેં કીધું, દીધું વીપ તર વાવી;
નારીજાતી મર હોય આનંદી, ફંદી ફાળ પડાવી;
હત્યારી થઇ દીધી હરનીશ ફાંસી, પાછી ખબર ન કહાવી;
દંપતી બાળને ડુબાવી દાધાં, લીધાં પ્રાણ ફસાવી;
ભીખન કહે બહુ ભુંડી કરી તેં, બનવા કાળછે ભાવી.

( સહીયર દુઃખ શું દાખવું એરાગ )

વેરણ થઇ ગઇ વીજળી, છોડાવ્યો તેં સંયોગ;
જહાણી નામ જણાય છે, ભારી લીધો છે ભોગ. વેરણ.
વાત કરી તેં વીશ્વાસની, ભુરૂં મારૂં છે બાણ;
પુરવ શીખા નાખી પાસવે, લીધા સર્વના પ્રાણ. વેરણ.
દુષ્ટ થઇ દગો દઇ ગઇ, કીધો સર્વનો કાળ;
માત માત મુખ બોલતાં, વણ અપરાધી બાળ. વેરણ.
ભોળી ભોળીને ભેગા કર્યાં, આશા ભંગ અનેક;
ફુપ ધરી ધત કાપીયું, તજાવી દીધી ટેક. વેરણ.

કાઠીયાણી— ઠુમરી ભેરવીની ચાલમાં.

( મેનો શાહાજાદેકું ઢુંઢન ચલીયાંરે એ રાગ )

પ્રભુ કોપ અચાનક કીધોરે. ટેક.
મનની હામ રહી ગઇ મનમાં, પ્રેમનો પ્યાલો ન પીધોરે. પ્રભુ.
વાયુ ભયંકર વરષાદ વરશી, દુષ્ટીયે આ દગો દીધોરે. પ્રભુ.
દેવ ફરે ત્યારે દોષ શું દઇએ, સો વસા થાય ન સીધોરે. પ્રભુ.
વાટ જોતાં હશે ઘર વરણાગી, લાવ નથી હજી લીધોરે. પ્રભુ.

( પીચુને તજાવનાર વેરી અલંકાર. એરાગ )

દરીયા મધ્યે નાવ ડોલ્યું, ઝોલું આવ્યું જ્યાર;
મુખ બાંધી મારો નહીં, પ્રભુજી આ વાર;
પાળી પોષી મોટાં કીધાં, શાને મુકો છેદ;
પ્રાણનાથ ભેટવાની, અંગેછે ઉમેદ;
આશા ન તોડાવો પ્રભુ, દયા ધરો દીલ;
સુઝાડોને આરો હવે, કેટલીક ઢીલ.

લોકો—( જનુંની જીવોરે ગોપીચંદની એરાગ. )

વેરણ થઇ ગઈ વીજળી, અંગે અફસોસ થાયજી;
તાડ ઉપરથી પછાડીયાં, નથી ઉભવાની આયજી. વેરણ.
ભવસાગરમાં ભુલાં પડ્યાં, આરો જડે નહીં એકજી;
હામ હૈયાની હારી ગયાં, શોકાતુર બન્યાં છેકજી. વેરણ.
કીર્તાન કરૂણા કરી અને, કાંઠે અમને ઉતારજી;
અભાગ લાગી જે અપારરે, ચઢ્યાં સર્વ આધારજી, વેરણ.
પડતું પાણીમાં મુકીએ, જાશે પરાણે આ પ્રાણજી;
રસ્તા વગર અમે રઝળીયે, એક હાંસુને હાણજી. વેરણ.

બીયો— ભેરવીની ઠુમરી.

( કહાં ગયો શાહજાદા જાની પ્યારા એરાગ )

પ્રભુ કરોને વાર અમારી, ભક્તવત્સળ ભવતારીરે; ટેક.
અંતરજામી છો બહુ નામી, આશછે એક તમારીરે. પ્રભુ.
આપત્તીકાળે અમને ઉગારો, મેહેર કરોને મોરારીરે. પ્રભુ.
અન્ય નથી કોઇ આશરો આંહી, માટે ન નાખો મારીરે. પ્રભુ.

લોકો— ફેરબો.

નથી જીવવા કેરી આશા, આ તોફાન ઉઠ્યુંરે;
આ તોફાન ઉઠ્યુંરે, ખરે આયુષ ખુટ્યુંરે. ટેક.
આમાંથી જો પ્રભુ ઉગારી, ઉતારે પેલે પાર;
વહાણડા વેચી ઘરમાં બેશી, ખાશું ખોરી જાર. નથી.
ચડે ન મઢીયે કદી કૂતરો, ઠોકર જ્યારે ખાય;
જે કોડે ડંભાણો ગોધો, તે કોડે નવ જાય. નથી.
પતળ્યો કે શું પ્રભુ આપણો, આવે આંસુધાર;
ગરૂડ ચડી ગીરધારી આવી, કરો અમારી વાર. નથી.

( હાડાજી શું કરો સહાય આ એરાગ

સાગર માઝા કેમ છોડોછો, મોજો ઉઠે અતી ભારીરે. ટેક.
પુત્ર તણો નવ કરે પરાજય, પીતા કદી કોઇ વારીરે. સાગર.
આવ્યાં તમારે આશરે સર્વે, અમને ન નાખો મારીરે. સાગર.
કાયાં કુંવારા આશા તજાવો, વૃદ્ધ બાળક નરનારીરે. સાગર.
પાંખમાં વાલીન પ્રાણ છોડાવો, વાલાજી જુવો વીચારીરે. સાગર.
સુખ બાંધીને અમને ન મારો, કાયામાં છુટેછે કંપારીરે. સાગર.
વડા વિકાર ન આણો દયાળું, ધર્મ જુઓ તમે ધારીરે. સાગર.
આપ વિશ્વાસે અહીં કહો આવ્યાં, કોઇની ચાલે નકારીરે. સાગર.

( શ્રી જગત્પતી એ રાગ. )

**કપતાન**—ગોગડબ્બક છોડો તુંમ, પડે ન કુચ્છ ગંમ,
દુખમેં દીલાસા દેનાં તો પડે સુગમ.
મોલા બેડા પાર ઉતારે, સહી સલામત જંન.
કરો બંદગી સર્વ મળીને. એહ મેરા બચંન.

**નાગર**—સાહેબ આજે ઉઠયો વાયુ. શું થાશે પરીણામ;
અતી ભયંકર પવન વાય છે, પહોચાડો મુકામ.

**વિયોગણસ્ત્રી**—બાઇ તમે કેમ ફરા ફર કરો, કચરી નાંખ્યો પાય;
કેમ કરી પ્રીતમને ભેટું, રહે શું રણ રથળે આંય

**પારસી**—સોદ અતી લોપાણુ કરે છે, મુકી દઈ મરજાદ;
કાંક યુક્તી કપતાન કરોને, દેખી આવી દાદ.

**મુસલમાન**—તોબાં તોબાં શુભાહાન અલ્લા, કૈસા એ તોફાન.
પવન બહોત જોરાવરહૈ, નીકલે મેરી જાન.

**હીંદુ**—હે પરમેશ્વર કરી હેરાની, અંગ થાય અફસોસ;
પવન ઝપાટો બહુ વાયછે, કરે મને બેહોશ.

**ગુજરાતી**—મરી ગયા કપતાન જુવોને, ખાંગી થાય છે બોટ,
ઇંજીન પાસે જઇને કાંઇક, કરો ઈલાજો કોટ;

**દારૂડીયો**—બાપ બાપા મેં મરજાત, ડોલ ચડે છે દીલ;
બુડી જાશે બોટ અરે શું, હવે કેટલી ઢીલ.

**માલીની છંદ.**

નથિ નથી નથી આશા, જીવવાની જરાએ,
અતી અતી અતી વાયુ, આંચકાનોજ વાએ;
ધન ધન ધન વેરી, તું અશાડે ન આવ્યો,
રતુ વગર તથાપિ, ફંદી તું કેમ ફાવ્યો.

**સંતતીલકા વ્રત.**

હે મેઘરાજ શીતરાજ અતી અમારો,
તૂટી પડયો, તરૂણ બાળક આ તમારો;
એ હાલમાં સરવ ચીસ અતી પડાવી,
હાવાનાજો દુખદ મેઘ દયા ન આવી.

**શીખરીણી.**

અરે રે આતે શો પવન ઘન સાથે પરવર્યો;
ઝપાટી ઝંઝેડી, અગન તણી ઓટે અનુસર્યો.
પુરી કીધી માંયે. મનુખ મળી દેશી વિચરતા;
ઘરે લોકો સાથે દિન વચન મોંઢે ઉચરતા.

**ગીતી વ્રત.**

કોપ કારમ્યો આશું, ઝડી થાય છે ઓટ ડુબશે શું;
આશા છોડી આજે દિનની દાદ સુંણીને ખુશ રહેશું.

**આર્યાગીતી.**

બૂડત જનના બેલી, વેલી કરજો વાર મોરારી.
ગરૂડ ચડી ગીરધારી, બળતા માંનવ નાખો હે વારી

**મોતીદામ છંદ.**

અહો વરશાદ તું વાળ ન વેર;
કરો નહીં કોપતણો વળી ફેર;
બચાવ કરો અમ શેવક સાથ;
ધરી મનમાંય પ્રભુ સહુ નામ.

**ત્રોટક છંદ.**

ભવ સાગરમાંયં બુડા પડીયા;

નબળાંજ નશીબ નકી નડીયાં;
વરશાદ વિશેષ ખરાબી કરી;
ઉરમાં નવ તેં શું દયાય ધરી;

## રાગ ગોપીચંદનો.

**લોકો**—ફરે કરમ લેખ ત્યાં કારી ફાવે નહી કોઇની રતી.
**દારૂડીઓ**—ઓહ માય ડીયર ગોડ વોટ શું હીયર થવાનું હોય;
ડોલે છે મુજ દેહ ક્ષણુંમાં, જીંજીનમાં અથડાય.
**લુવાણા**—મારે જાવું માલ વારવા, લેવો છે નકી લાભ;
એ વિચાર આ વખત ન ફાવે, જળને ઉંચો આભ.
**ખોજો**—મુળા ડુંગળી વેચી વેચી, થયો તવંગર નામ;
મણીયારૂં મારે કરવું છે, હૈયામાં ધરૂં હામ.
ભાજી ગાજરમાં કર્યું ભેળું, ધન અગણિત આ વાર,
હેમ ખેમ જો ઘેર પહોચીએ, દયા કરે દાતાર.
**કાજી**—મૌલા મેહેર કરૂા કયું કરતે. ઐસા મેરે મન;
બેડા કો અબ બચાવ કરકે, નીધા રખો નીશ દીન.
**ગણીકા**—છેડું સારા રાગ રાગણી, પોહોચું મૂજ મુકામ;
તોફાનોના બહુ તડાકો, લાગ્યો છે આ ઠામ.
**ભંગી**—ગાંજા ગુંજી અમાર પુંજી, હે જોગીકી ઝાટ;
ધોઈ ધોઇને ચીલ્લમ ફુંકશું, મટે અંગ ઉચાટ;
**છેલ**—પ્રીત મહીં આ ઉડચો પલીતો, મંડાશે મોકાણુ;
પ્યારી કારણ જળમાં જાશે, પરાણે મારા પ્રાણ.
**કપતાન**—શોર છોડકે ચુપકીથી તુમ, બેસો અંદર માંય;
**ફકડનો છોકરો**—બાપા મારે બરફી ખાવી, છોડ્યો પોટકી કાંક;

ભૂખ લાગી છે મને અતીશય, આવે અંધી આંખ.

**કુંભાર**—ગધાડીનો વાયુ વાયો, ઓય પડયા ઓ બાપ;

લડથડીયાં બહુ આવે મુજને, તનમાં ઉઠે તાપ.

**કોલણ**—તમર તણા ભારા મેં વેચ્યા, પડી મસ્તકે ટાલ;

પૈસો ભેળો કીધો પાસે, હાય કરૂં શું હાલ.

**સુઇ**—વાટ જુવે ઘેર મારે નારી, કયારે મળશે કંથ;

આશ હશે એના ઉરમાં, નીશ્ચે ખાવીંદ મળવા ખંત.

સંચા કેરા બખીયા કેરૂં, પેહેર્યું બનીયન જાત;

ઘેર જઇને ગંમત કરશું, કુટુંબ કબીલો સાથ.

**સુતાર**—અરે ભાઈ આમાં ઉગરીને, જાવાનું ન જણાય;

ઇશ્વર કોપ થનાર ખરેખર, જીવ મારો મુંઝાય.

**મોચી**—ભુલી ગયો હું નવો પીંગડો, આવે વીચાર એજ;

પડે પીડા પરમાણું લેવા માટે લીધો મેજ.

**ઘાંચી**—આમાંથી જો ઇશ બચાવે, તો તો જીત્યા જાણું;

તોફાની બહુ પવન વાય છે, લોઢ ચઢે નીરવાણ.

ખોળ ટોપરાં તલની મારે, ભરી મોટી વખાર;

ખલાસ કરવો માલ માહરે, દીન થાય છે અપાર.

**હજામ**—માલ કોથળી રાખું ઠાવકી, મળ્યા મનુષ બહુ એજ;

ચોરી જાશે કોઇ સજાયો, અડધાનું ઉઠશેજ.

**રાગ ગોપીચંદનો.**

**લોકો**—તોફાની વાયુ, સાગર છલકીને ઉઠે છે સદા;

**કપતાન**—સબ જાન માલકું, ખાસ બચાને વાલો હે ખુદા.

ગડબડ છોડો બેસો છાના, અલ્લા રખે આબાદ.

મત ગભરાવો મહા વીચારમાં, ઇષ્ટ દેવ કરી યાદ.

**વાણીયો**—વિદેશમાંહી નીત્ય વિચરતાં, કદી ન દેખ્યું ક્યાંક;
કોપ અચાનક થાય કારમ્યો, હૈયે હોળી થાય.

**બ્રાહ્મણ**—શંકર સંચર શું આ સુજ્યું, જુઠું લાગે જાણ;
મુખ બાંધીને તમે મારશો, કહો બચાવે કોણ.

**બાવો**—દંડ કમંડળ લેનેકું મેં, ગયે બનારસ ગામ;
ક્યા હોશે નરસંગ કોપ આ, રખો સલામત રામ.

**કડાળીયો**—કંન્યા કારણ, કરૂ મુસાફરી, જાય વાંઢાનો જીવ;
મધ્ય દરીયામાં માઠી ખબરો, શું આગમીચું શીવ.

**શાસ્ત્રી**—સાદ માહરો સુકાઇ જાએ, નથી ચંબુમાં નીર;
ભાતું ખુટયું ભવસાગરમાં, રખડાવ્યા રઘુવીર.

**ફકડ**—પ્યારી કારણ જાતું પુરમાં, અંતરની રહી આશ;
ઝટપટ આવે નગર માહરૂં, કરશું પ્રેમ વિલાસ.

**સ્ત્રી**—સુઇ જા મારી શાણી પુત્રી, બાળક છો તું અજાણ;
ઉદય અસ્તની ખબર ન તુજને, તળખે મારા પ્રાણ.

**બાળક**—માતા કેમ રૂવે છે મારી, શું સંકટ છે શીર;
મારા સમ મુજને સંભળાવો, વહે નયનમાં નીર.

**સ્ત્રી**—તારે ભાગ્યે તીર ઉતરીયે, ઝીંત્યાં જગલ જણાય;
નશીબ નબળાં સાથ સર્વનાં, વાયુ ભયંકર વાય.

**બાળકી**—ક્યારે જાશું પીતાજી પાસે, બોલાવશે લઘુ બેન;
નવી જુનીની વાત પુછશે, ચીતે આવશે ચેન.

**લોકો**—ડોલે છે આ બોટ દેખોને, કૃપા કરો કપતાન;
કાજ ઇલાજ કરો દિલ દઇને, ખુદ બચાવે જાન.

કપતાન—કારી મેરી કુચ્છ ન હાવે, ઉછળો ભરતી ઓટ,
હો કર જોરી કરૂં બંદગી, ખુદા બચાવો બોટ.

લોકો—આમાંથી જો ઉગરી જઇશું, હેમ ક્ષેમ જો ઘેર;
નીવેદ ધરશું નવદુર્ગાનાં, માતા કરજો મહેર.

કપતાન—યાદ કરો સબ ઈષ્ટ દેવકું, વાહી ખુદાકા કોપ;
જાન માલકું સબી જાળવે, ખાસ ખરાબા ઓપ.

### મનહર.

સાગર તું સસ બની છોડી દીધી માઝા ખરે,
દીલગીરી દીલમાંય પુરી પ્રગટાય છે;
વીજળીએ વેર કીયા જનમનું વાળ્યું અરે,
મોટા મોટા દેશમાંહી મોંકાણો મંડાય છે.
ગજબનો ગોળો ફેંકી ગોઝારીએ ઘાણ વાળ્યો,
આશા ભંગ કર્યા અતી જુલમ જણાય છે;
કોપ કીરતારનો કે વીધી તણો વાંક ગણું.
સર્વેનું ભવીષ્ય એક સાથે શું સહાય છે.

### લલીત છંદ.

અરર વીજળી,-કોપ તેં કીધો,
ભક્ષ નીધી મહીં, તેં દગો દિધો;
પલકમાં અરે, પ્રાણ જાયરે,
દિલગીરી સદા, દીલ થાયરે.
પરણવા તણી, આશ કૈકને,
કઈકનો હતો, પ્રેમ. નેકને;
કલલ તેં કર્યા, દીલ નૈં દયા,

નિમિષ માત્રમાં, પ્રાણ તો ગયા.
હૃદય દુઃખનો, દાહ જે બળે,
વિધિ તણી કૃતી, કોણથી ટળે;
સરવ સાધનો, બાણ વાળીઓ,
નિકટ નાથ હે. જે નિહાળીયો.
કરી ગયો અરે, કાળ કોળીયો,
પ્રગટ દીલમાં, હાલ હોળીયો;

**મીત્ર પ્રત્યે વિયોગ—મનહર.**

મીત્ર મારા જે જગ્યાયે, મન પ્રફુલીત થતું;
ખાસ તે જગા આ ટાંણે, ખાલી ખાવા ધાય છે;
ઉમંગી વિચારી મારા, અંતરમાં હતા તેતો.
ઘણી ઘણી રીતે મારો જીવ ગભરાય છે.
સાગરમાં છોડી પ્રાણ, એક ન જડે એંધાણ;
ગુરૂ તેતો માથું બાણ, ઓચિંતું મનાય છે.
જે જગ્યાએ માન અને, ખાન પાન ખુબ ઉડે;
તે જગ્યાએ ન્યાળી જોતાં, જ્વાળા પ્રગટાય છે.
સાગર તું ઉછળીને છળ કરી છેદ મુક્યો;
વડા તેં વિકાર કેમ ઉરમાંહી આણીયો.
માત જ્યારે બાળકને મારી નાખી માઝા મુકે;
કોણ ન કસાઈ કહી મોઢે કાળ માણીયો.
પ્રવાસ કરે છે તારા પ્રતીતથી પ્યારી પ્રજા;
તેને તેં પલકમાંહી બોળી દીધી તાણીઓ.

શોક સીંધુ રેલ્યો સદા, કોપમાં નહી ક્યારા.
જુલમ જગત જાખી જાખી બધે જાણીયો.

**અનઝારા.**

વીજળીયેં વાળ્યું વેર, તેં કીધો કાળો કેર;
દરીયામાં નાવજ ડોલ્યું, તેણે વેર લઇને બોળ્યું;
કર્યું જીવતર સહુનું ઝેર. વી૦
તેમાં કૈક હતા વરરાજા, ઝુરી ઝુરી મુવાછે ઝાઝા;
જીવતા કોઇ ગયા ન ઘેર. વી૦
તે વખતની વાત વીચારૂં, દિલગીર ડોલે દીલ અંદર;
હું હશ થયું અંધેર. વી૦
અંતર વરશે અંગારા, ચાલે આંસુ ચોધારા;
સહુ શોક કરાવ્યો શેહેર. વી૦
તેં પ્રાણ પરાણે કાઢ્યા, દાવાનળ સીંહ દાઢ્યા;
તલખે બની કુડી પેર. વી૦
ઓચીંતુ આવે આણું, સહુ સાથે એક મરાણું;
લંપટ ઉઠી ગઇ લહેર, વી૦
સાગર તેં સર્વે સંભાર્યા, તેં મુખ બાંધીને માર્યા;
મનમાં નવ રાખી મહેર. વી૦

---

## પ્યારી પ્રતે પુરૂષનો પ્રેમ.

**મનહર.**

પ્યારી મારી મુસાફરી, કરવા મરજી ધારી,
આવું જાણ્યું હોત તો હું, મોકલું ન બારણે;

દોલતનો ઉડાડી દીધો તારે માટે સુખ થવા;
કરેલ અર્પણ બધુ પ્યારી તારે કારણે.
પ્યારૂં બાળક તું સાથે હતું તે તો નાશ પામ્યું.
પોક મુકી મુકીને હું ઝુરૂં તેને પારણે,
ધારી ધારી ધીરજ ધરાતી નથી ધંધામાંય.
ધીર નથી રહેતી મને કોઈ વાતે ધારણે.

**કુંવારી કન્યા.** જોડી તમે ના જોઈ.

સખી મેં કૃત્ય કુડાં કીધાં. (૨)
સ્વામીનાથનો સંગ ન પામી, દુઃખડાં શું દીધાં.
નકી આ દગો દીધો નાથે, (૨)
ફુટયાં નથી મીંઢોળ ન બેઠાં, ચોરીમાં સાથે.
ઉપાય સુઝે નહીં અન્યે; (૨)
નથી જમ્યાં કસાર લાપશી, બેશીને બંન્ને.
હરનીશ ઝુરી મરૂં હાયે; (૨)
ઘણુ લકડીને ખાય, એવી મુને ચીંતા ચીત થાએ.
વીજળી ચલી કર્યું બુરૂં, (૨)
વેર વાળીયું કીયા જનમનું, જુલમ કર્યો ઝુરૂં.
પાણીયે આંખ ભરૂં પલમાં; (૨)
સાગર માઝા છોડી દીધી, દયા નહી દિલમાં.
બારસો જીવ નાંખ્યા મારી; (૨)
સવે નણા સંધાર કરીને, ભોગ લીધો ભારી.
વીજળી વેરી થઈ મારી; (૨)
પુર્વ જનમનાં પાપ શું નડીયાં. જાવી ભલી કારી;

હાય શું કરૂં હવે એની: (૨)
અંતર કેરી જવાળ અતીશય, ચીતમાં એચેની.
મુકીને નાથ ગયા માયા; (૨)
સોળ સંગાર અંગાર થઇને બાળે મુજ કાયા.
રોઇને દુઃખે અતી અંખીયાં, (૨)
મનની હામ રહી ગઇ મનમાં, શુંય કરૂં સખીયાં.

## એક વિયોગી સ્ત્રી.

( સનમ સખીરી રૂઠા ગયા હૈ શીરપર આયા ચોમાસા એ રાહ. )

પ્રાણનાથની વાત વીચારૂં, દાવાનળ લાગ્યો દીલમાં;
રંગભૂમીમાં ભંગ પડાવ્યો, પ્રભુ કર્યું બુરૂં પલમાં;
સનમ મેરા દીલદાર સખીરી, ડુબી ગયા છે દરીયામાં,
શોક સીંધુતો છલકી રહ્યો, પ્રગટ્યો સર્વે પરીયામાં.
સેજ પલંગ નજાઇ સુની છે, તે દેખીને તાપ બજે;
ચીંતા તે ચોપાસ વીંટાણી, મુવો નાથ તે ક્યાંઇ મળે;
આખું માલખજાના મંદીર, તેની ખાતર હું આજે,
કહીં મળે નહીં નાથ કોઇ દીન; દિલગીરથી કાયા દાઝે.
ભવસીંધુમાં ભુલાં પડીયા, ભટકી મરૂં ભુંડે હાલે;
નાથ નજર કરી આવી બેસે, સુકન બાંય મારી ઝાલે.
મુવા મળે નહીં મનુષ્ કોઇ દીન, શોક સીંધુની છાંય પડી,
અવર નથી ઉપાય સખીરી, ઝુરી મરૂં છું ઘડી ઘડી.

## મરશીયો.

હાય હાયરે દરીયામાં નાવ ડુબી ગયું:
નામ 'વીજળીનું' નીચે રહેતું ગયુંરે. હાય હાય૦

કૈંક સાધુ અને શ્રીપાતો, ગોતી ગોતી સર્વેની ખાતો;
કરી સાગર અતી કલકાતોરે. હાય હાય.
એક સાથે સર્વે ગયા માર્યા, તેમાં કોઇને નથી ઉગાર્યા;
છળી વીજળીયે સર્વે સંધાર્યારે. હાય હાય.
કૈંક બાળક રોતાં રખાળ્યાં, કૈંક આશાવંતોને કાઢયા;
પટકી પાણીયે સર્વે પછાડ્યારે. હાય હાય.
કાળે આવીને લુંટી લીધું, કુડું કામ ખરેખર કીધું;
સોયં વસા કહીં ન થાય સીધુંરે. હાય હાય.
કાળ સર્વેનો હશે સંઘાતે, કદી છોડ્યા નહીં કોઇ વાતે;
ઘુરી કરી મનુષ ફેરે માથેરે. હાય હાય.
જમીન હોય તો ભાગી જવાએ, વાયુ અતી ભયંકર વાએ;
કારી ચાલે ન નીરમાં કાંએરે. હાય હાય.
છોડી દીધી સંસારની છાયા, મુકી ગયા છોડી અને માયા;
ડુબાવ્યા સૌ મુરખને ડાયારે. હાય હાય.
કઇક વણીક અને વેપારી, વર્ણ જુદા જુદાને વીદારી;
મનુષ સાગર તેં નાખ્યાં છે મારીરે. હાય હાય.
આવું કરશો તો કોઇ વેપારી, નહીં ફરે પ્રવાસ કોઇ વારી;
એવી અરજી સુણોને અમારી રે. હાય હાય.
મુકે નહીં કદી સાગર માઝા, મોટા મોટા વસે છે મહારાજા;
જોડી હસ્ત શું વેણુ વદું આજારે. હાય હાય.

## એક ભયંકર સુરતમાં આગ.

### મનહર છંદ.

મેડીને મંદીર મોટાં મોટાં મોજ અને મજાહ;

બળી ગયા દેખી બહુ દીલગીરી થાય છે.
દાવાનળ ગોઝો દેખી દીલમાં અતી ડુબાવ્યું;
સર્વે કાર્ય નેષ્ટ થયું જવાળા પ્રગટાય છે.
કામ ધરી હૈયામાંય, હોળી સામે ઉભા રે'તા;
ઝપાટા અતી જબર જવાળા લાગી જાય છે.
કૈંક તણાં મેડાંને મંદીર બળી ગયાં અરે;
અચાનક કોપ આવતે, ઈશ્વરી મનાય છે.
દોલત અપાર તેનો દાટ વાળી દીધો અરે;
ખોળી ખોળી બાળી માર્યાં મંદીરને માળીયાં.
કાંકરાળી ભોંય માંય સદ્ય સપાટાબંધ;
ઝુકેલાં ઝુલાવી દીધાં ઝુંપડાંને જાળીયાં;
આગ રૂપી અશ્વ ફરી વળ્યો, આખા ઓળ માંહી;
બાખ કરી નાખ્યા બાર બારીયોને ખાળીયા.
રંગીન બેરંગી ચીર કીંમતી અપાર રૂડાં;
બુટ્ટાદાર કીનખાબ કાપડાંને બાળીયાં.

## આસા ગોડી.

આગ મહીંથી ઉગારે, કૃપાસીંધુ આગ મહીથી ઉગારે;
જવાળા ઝપાટા નથી સેવાતો, દીઠાં નહીં કોઇ ઠારે. કૃપા.
[illegible] હે સ્વામી, તુજ વગર કોણ તારે. કૃપા.
ખાડ પડે જેમ જેમ ડુંગર, બહુ ધુર વીટ ભગારે. કૃપા.
આગ જમાલ અતિશય દેખી, વીઠલવર ચડ વારે. કૃપા.

## રાગ ગોપીચંદનો.

આગ અગની લાગી; ઓલાણી નહીં કોઈ વાતથી.

લોકો—સાવધ થાઓ સાવધ થાઓ ઘરથી નીકળો બ્હાર;
જાન માલનો જીવ જાળવો, ઉડે છે અંગાર.
ધાડ પડી જેમ ધામની અંદર, રાતી જ્વાળા જાખ;
મેડી મંદીર અને માળીયાં, બળી થાય છે ખાખ.
નગર બ્હાર સહુ મનુશ નીકળો, આગ નહીં ઓલવાય;
કોપ થયો કીરતાર તણો આ, જુલમ જુલમ જણાય.
કંદોઈ—પેંડા બરફી કાલ કરીતી, તાજો સુંદર માલ;
મુકતાં નથી જીવ માનતો, આવી પહોંચી જ્વાળ.
દોડો દોડો આ હારે અગ્ની, બળે મારૂં મુકામ;
કોઈ થાઓ બળતાના બેલી, રાખી મનમાં હામ.
તંબોળી—ગરમી લાગે છે બહુ મુજને, આવી પહોચી શું આગ;
નીકળી જવાનો વિચાર નીશ્ચે, કરૂં જોઇને લાગ;
તાપી કાંઠે કરો તપસ્યા, ધરો સમાધી ધ્યાન;
બુડત ના બેસી જો ઇશ્વર, બચાવશે સહુ જાન.
બાવા—જે નરસંગ ચલો અબ યાંસે, નીકલું નગરકી બહાર,
ઝોળી ઝુંડા અભી ઉઠાકે, નીકર ખાશું માર.
મોત જલે વો બેશક સુંદર, મેહેલ ખજાના ખાખ;
જ્વાળા અબ જોરાવર કૈસી, જલ બલ હો ગઈ ખાખ.
વેપારી—ઓપ ઓપરે આશું ભડકા, દાવાનળ દેખાવ;
કહ્યા નજર શું કરી ઇશ્વરે, દયાતણા દરીયાવ.
ગાંધી—ગંધીયાણું આ મારૂં ઘેરું, આવી પહોચી આગ;
નકી આજ નુકશાન થવાનું, ફુટે મારા ભાગ.

હાય હવે શું કરવું હાળી, બળે નજર આ બાર;
જીવતા રહેશું જરૂર ચાલો, પાછા ગણી પોબાર.
કાપડીયા—બાપલીયા આ બળી ગયું આ, મારૂં એઇ મુકામ;
બાઈ કમાણી માલખજાના, ઠરી ન બેશીશ ઠામ.
દુધતણા દુધમાંહી તણાણા, નીરતણા ગયા નીર;
પૂર્વે પાપ કર્યાં બહુ હોશે, સંકટ નાખ્યું શીર.
કોળી હાલ જોમડી ભાગી જઈએ, તાપી કેરે નીર;
પરભુ રાખે પ્રાણ આપણાં, નીર્મળ પીશું નીર.
સુરતાણ—એક નાસરીનાં ફુલ લઇને. એક નાસરીનું દુધ,
બચાવશો તો ચડાવું તાપી, માત વીસરૂં સૂધ.
બાજો--શેવકુરભરા કેરૂં ડાહુ, ઉઠાવી લ્યો આ વાર;
હાથે આપ્યું એજ આપનું, જાણો જરૂર સવાર.
કાને વાત હોએ જીવવાની, સહુને છે એ સાથ,
માટે ચાલો મરી નથી જવું, કહું છું સાચી વાત.
હજામ—બળી ગઈ વતુનીછે કોથળી, પડતી મુંકું આંચ;
મુઠીવાળી ચાલો મુકામે, સુંદર ગોતો છાંય.
નીકર મરશું બળી સાથ સહુ, જીવવાની નથી આશ;
તલકે મારૂં તન હરનીશા, બળે પોળ આવાસ.

## સ્ત્રી વીધવા.

### લલીત છંદ.

જરૂર જ્વાળ આ, જોઈને મને;
સદય સુજનો, છેદીયું અને.

સુરતમાં હરી. ઝાંખી આ પડી;
લડથડી પડું, અંગ આથડી.
નથીજ આશરો, કોઈનો અરે.
દુઃખ સમુદ્રમેં, ડોળીયો ખરે;
સરવતો ગયું મારૂં સખી,
તન વીશે મને, જ્વાળ આ ટકી.
પ્રીય પડયા પરેં, મારી પાડું આ,
અગનીયેં કર્યું, દીલ ખાડું આ;
નિરપરાધી હું નાથ શું ખરે,
ખુડત બેલીઓ, ઇશ્વરા અરે.
દુઃખ તણા મહા, ડુંગરા દડયા,
દિન મનુષ તે, દુઃખમાં પડયાં;
અવર કોઇનો, આશરો નથી,
કરમની કથી, શું વંદુ અતી.
જરૂર જોબને ઝુરતી હતી,
અણુચીતી બની, આ કુડી કૂલી;
શુંય કરૂં હવે, કોણને કહું,
સરવ સંકટો કેમ હું સહુ.
અન તણી હવે. આખડી થઈ,
શુખ ખુધી બધી, વીશરી ગઈ;
અરર ઇશ આ, આભ તુટીયો,
કળકળી કહું, કાળ ખુટીયો.

**બેડા બાઇ બુડતો તારોરે અંબેઆઇ પાર ઉતારો.)એ રાગ)**

જુલમ આ આગનો જોઈરે, કારી ત્યાં ફાવે ન કોઇ;
મેડી મંદીરને મેહેલ અવાસો, સર્વ સોધીને તમામ.
બાળી બાળીને રાખ કર્યા સહુ, ધર્યાં હતાં જે ધામ;
જુલમ આ આગનો જોઇરે, કારી ત્યાં ફાવે ન કોઇ.
શેઠ હતા તેને રંક સદય કર્યા, બાળી દીધા બહુ ધામ;
કોપ થયો કીરતાર તણો કે, રૂઠીયા જાણે રામ. જુલમ.
તાપી નદીને તીર આવીને, તંબુ તાણ્યા છે તમામ;
શેવમુરમરા સર્વ ફાકીને, બેશી રહે એક ઠામ. જુલમ.
લક્ષપતી તે હાથ દઈ લમણે, નાખે નીસાસો ત્યાંય; ૬
સર્વસ બગડયું એમ કહીને, દીલગીર દીલમાં થાય. જુલમ.
સ્ત્રીયો બાળકને નવ ધવરાવે પાડે બુમો બહુ બાળ;
માત સામું જોઈ વીલું કરે મુખ, ઉઠે અંતરમાં જ્વાળ. જુલમ.
નીરપરાધી બાળક નીશ્ચે, દુઃખી થયા તણી દાદ;
કાળ તણા જ્યાં થાય સીંધુડા, કોણ સુણે ફરીયાદ. જુલમ.
કાળનું ચક્ર જે જ્વાળ ફરેછે, દેખીને દીલગીર થાય;
મુકીને માલ ખજાના મંદીર, સોંપી દીધાં છે સદાય. જુલમ.
ઘરધણી તો મુઠી વાળી ધણી બીકે, ડરી ઉભો રહે દુર;
અગ્ની દેવને અર્પણ કરવા, ચડે પરાણે શુર. જુલમ.
કોઇની હીંમત કામ આવે નહીં, છેટે ઉભા સહુ જોય;
કાળ પડે દેખી જ્વાળ બાળકને, કાળ કૃતીથી રોય. જુલમ.
નેણામાં નીર ભરી અતી નારી, નાખે ઉંડા નિશ્વાસ;

સ્વામી સામું નથી સ્નેહથી જોતી, અંગ અતીશે ઉદાશ. જુલમ.
ટગર ટગર જોઈ ત્રાસથી નાસી, દેખીને દુષ્ટ દેખાવ;
કીયા જનમનો કારમો આવી, દૈવ તેં વાળ્યો દાવ. જુલમ.

સાકો— ( જોડી તમે ન જોઈ માડી એ રાગ. )

આવી આ અગનની અણુધારી. ( ૨. )
તાપી નદીને તીર જઈને બેસો નરનારી.
નીકર બળી ખાખ થશું ન્યાળો; ( ૨ )
ગોતો ઈલાજ ઉગરવા કરો જબર બળે જ્વાળો.
સર્વ ત્યાં સાફ થાય સાથે; ( ૨. )
અલગા રહેવા ઈલિમ કરોને ઉગરે કોઈ વાતે.
જીવ્યાને જર મળશે ઝાઝું; ( ૨. )
કૃપા હોય જો ઈશ્વર કેરી, તે થાશે તાજું;
મુઝાશો નહીં કોઈ મનમાં; ( ૨ )
જીવતા નરને રાજ જડે છે તૃપ્તી થશે તનમાં;
સત્ય કીરતાર સ્હાય થાએ; ( ૨ )
પુરણ કર્મની આકું પાંદડું, પલમાં ઉડી જાએ;
માટે સહુ સાથ ધીર ધારો; ( ૨ )
દિલ વિચાર નહીં લાવો કાંઈ, અતી જડે આરો;
ઉગરશે નાવ જો દશા જેની; ( ૨ )
સહી સલામત રાખે ઈશ્વર, આશ પુરે એની;
માર ઘણો સાલે શું કરવું; ( ૨ )
રડયા કુટયાથી કાંઈ ન આવશે ભર છોળ, મરવું;

જીવતા સર્વે જો રહેશું; ( ૨ )
અન્ય વખત કદી ઈશ કૃપાથી, લહાવ રૂડો લેશું.
જપો જગદીશ તણી માળા; ( ૨ )
વાર કરીને વીશ્વપતી કદી, ઓલવશે જ્વાળા;
ઉપાય નથી કંઈ આપણનો; (૨)
ધાર્યું ધણીનું થાય ધરાપર, પતીત નથી ક્ષણનો.

## મનહર.

જ્વાળારૂપી કાળાતણી ફાળ પડે પેટમાંય,
વૃદ્ધ અને બાળ તતકાળ ફરે ત્રાસમાં;
બેસવાની ડાળ તે ભુકેલી નકી ન્યાળતામાં,
બળે મેડી માળ છે વિશાળ કેરા વાસમાં.
ખાસ ખગ્રાસ કરે ગ્રાસ જેમ રાહુશશી,
ભયંકર ભાળી બાળી કર્યા છે ઉદાસમાં;
દાવાનળ અગ્ની કેરો દવ દેખી દીલ ડરે,
ધરે નહીં ધીર કોઇ વીર ન ઉલાસમાં.
બંબા અને મોટા મોટા પંપેતો પોબારા ગણી,
પાણી લાવી થાકી ગયા, ઓલાવવા આગને;
અંગ્રેજો વણીકો અને પારસીયો પાડે બુમ,
ધામ ધુમ શોરને બકોર ત્યાં અથાગને.
જુદી જુદી પોળ જોરાવરી કરી જ્વાળા દેવી.
લડાઇ કરીને જીત્યા ખરો જોધ લાગને;
સુરવીરો ચોંપથી સંતાઇ ગયા છાનામાના,
પોબારા ગણીને ઉભા બારે પાછા ભાગને.

ખરૂં ક્ષત્રીબીજ તેતો, ખુંણો ગોતી ગોતી ખરા,
હામને હઠાવી દીધી દાંતે એક આંગળી;
જોઈ મોટો મામલો કાયરોને કંપારો છુટે,
પણ આતો શુરાને કંપારો છુટયો છે વળી.
ભાન ભુલી દેહ તણું બટકીને ભુંડે હાલે;
લક્ષપતી ધાણી ફાકે એવી દશા આ મળી;
કાશીદાં કરતા કર્યા, લક્ષ જે કોટાધીપતી,
દામવાળા હતા, કર્યા વેચતા તે ડુંગળી.
વાળી દીધો ધાણ ન એંધાણ રહ્યું કોઈ એક,
ચુંથી નાખ્યા છત્રપતી દેખીને એડોળમાં;
છત્રપતીઓને તો બનાવ્યા છે પથ્થર પતી,
જવાળે એવો જુલમ ગુજર્યો આખી પોળમાં.
વાણીયાઓ હીંગ તોળી તોળી વીત ભેગાં કર્યા,
ફેર વરતાણો નાતો નાતના કપોળમાં;
બ્રાહ્મણો ટીપણાં મુકી ભાગી ગયા ગામ બહાર,
દેખી તેની દુર દશા દુખીયારા ડોળમાં.
મનુષ્યનો કોપ કાંતો, ઇશ્વરીનો કોપ આતો,
લેખ આવી લખી ગઇ, વીધાત્રી શું આંકડા;
આગ કેરા ત્રાસ થકી માન મુકી દીધા સદા,
ફીકર કરીને અતી, ફાળુ ભરે ફાંકડા.
ખુંબારણુ સુરતમાં, શોરને બકોર સુણી,
માનવી મળીને ઉભા ઠેકું જેમ આંકડા;

કૈક મેહુલે ચડી છેટે થકી જુવે ચોંપ થકી,
વાંકા મુખ રાખી જુવે વીર ફરે વાંકડા.

**દોહરો.**

દીલગીરનો દવ દેખીને, અંગ ધરે અફસોસ;
શું થાશે હે શ્રી હરી, કર્મ તણો શું દોશ.

---

હાય હાયરે અગ્નીએ ઊંધુ વાળીયું;
બધું પરૂં આવીને બાળીયુંરે. હાય.

નેણું સપાટે કોઇ ન છોડ્યા, કરે માણસો દોડમ દોડા;
ઝુરે નરને નારી તણાં જોડાંરે, હાય હાય.

આજ રહયો શું રામ અમારો, એવું લોકો પાડેછે પુકારો;
અરે સુખડાંનો આવ્યો ન આરો રે, હાય હાય.

ત્રણુ કોટીનું બેહૂં રાખ્યું, અંધજનને ઉઘાડી છે આંખ્યું;
નાથ ઓચીંતું દુઃખ શું નાખ્યુંરે. હાય હાય.

અરે અગ્ની દેવી હે ઉગારો, વીંટી સેવક કરતા વિચારો,
આજ મૃતકને માર ન મારોરે. હાય હાય.

અરે વીષ્ણુ બ્રહ્માને મહેશ, શાને માટે ફરી ગયા શેશ;
આવી ઓલાવો જ્વાળ ઉન્મેશરે. હાય હાય.

હાય હાય શું કરવું આ વેળા, ભાઈ બેનને બાળકો ભેળાં,
મળ્યા રંક ગરીબોના મેળારે. હાય હાય.

તવંગરો તે ત્રાસ પુકારે, એક ઇશ્વરનેજ સંભારે,
કદી આવીને પાસ ઉગારે રે. હાય હાય.

પતી સાસુ પ્રીયા થઈ સુંની, નાંણું આંખ દીસે છે ખુંની,

જેમ ધ્યાન ચુકી જાય મુંનીરે. હાય હાય
થયા સર્વ મળી એ ભાની, હાય હાય અતી થઇ હાની,
એવું બોલી ગયા છે બેતાંનીરે, હાય હાય.
નાથ વીશ્વના નીત્ય ભજોને, એવું સર્વ બોલી અને કોને,
વાત અંતરની ઉચરે ન સુનેરે. હાય હાય.

**(શનમ શખીરી રૂઠા ગયાહે એ રાગ.)**

અગ્ની માતા કોપ અચાનક, અણુચીંતો તેં આદરીયો;
બુરી કરી તેં દશા સુરતની, ઠામ નહીં કો જન ઠરીયો.
ત્રાસ અતીશય પડે પીંડમાં, ઘાણુ વાળીઓ તેં જાતે,
વૃધ બાળકો નરને નારી, ઝુરી મરે બેરી સાથે.

**દોહરો.**

ભૂલ ચૂક કરી માફ ને, સજ્જન લેશો સાર;
બીખન કહે છે ભાવથી, સદા કરો સ્વીકાર.



# જાહેર ખબર.

નીચે લખેલી બુકો નીચે સહી કરનારની દુકાનેથી ઘણુંજ કીફાયત ભાવે મળશે. તેમજ આ બુક સામટી લેનારને ઘણુંજ સારૂં કમીશન આપવામાં આવશે. તે શિવાય અરબી, ફારસી, ઉર્દૂ, ગુજરાતી, સંસ્કૃત, હિંદુસ્તાની, મરાઠી વીગેરે સરવે જાતની બુકો તથા ટેપોની સરવે જાતની બુકો તેમજ ડીકશનેરીઓ, મીનીંગો, વગેરે બુકો ઘણુંજ કીફાયત ભાવથી મળશે. વળી નીચે લખેલી બુકો નવી હમણાંજ બાહાર પડી છે.

| | |
|---|---|
| જોપીચંદ નાટકનાં ગાયન. | ૦—૧—૬ |
| મીસ્તર ફુલજીજીનો રમુજી ફારસ. | ૦—૩—૦ |
| રાસલીલા નાટક. | ૦—૧—૦ |
| સવાઇ ઠગનો રમુજી ફારસ. | ૦—૧—૦ |
| વીધવા દુઃખ દર્શક નાટક તથા ચાંદાનો વરઘોડો. | ૦—૩—૦ |
| સુજનતા મેળવવાનાં સાધન. | ૦—૧—૬ |
| શ્રી કૃષ્ણ વીલાસ ગાયન. | ૦—૧—૬ |
| કુસુમચંદ્ર આખ્યાન. | ૦—૧૨—૦ |
| સંગીત શબ્દ ભાવે વાજુ, સારંગી, વાંસળી, તમ્બુરા વગાડવાની બહુજ સરસ બુક | ૦—૩—૦ |

તેમજ કાઠીયાવાડ, મુંબાઈ ઇલાકા તથા હીંદુસ્તાનની ભૂગોળનાં તારણ તથા ગુજરાતના ઇતિહાસનો સંક્ષેપ સાર તથા હિંદના ઇતિહાસનાં પ્રશ્નોત્તર વીગેરે બહુજ કીફાયત ભાવે મળશે ઉપરની બુકો વેચાતી લેવાને શેઠ મગનલાલ કે-ચંદ પાસેથી પણ મળશે.

સહી. વોહોરા. અબદુલહુસેન મહમદજી બુકસેલર,
ભાવનગર.